શ્રી

# ફરેબી જાલ

## નાટકનાં ગાયનો

શ્રી સરદાર વિજય નાટક કંપની

બાલાસીનોર.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૯. સંવત ૧૯૮૫.

કીંમત રૂ. ૦-૪-૦.

શ્રી

# ફરેબી જાલ

## ટકનાં ગાયનો.

શ્રી સરદાર િ ગ નાટક કંપની

બાલાસીનોર.

પ્રયોજક તથા પ્રકાશક—નૈયર.
બાલાસીનોર (ગુજરાત)

આવૃત્તિ ૧ લી. | પ્રત ૧૦૦૦.



સને ૧૯૨૯. | સંવત ૧૯૮૫.

કીંમત રૂ. ૦-૪-૦.

ॐ

तत्सत परमात्माने नमः

श्री

# ફરેબી જાલ નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

### પુરૂષ પાત્રો.

| | | |
|---|---|---|
| જશવંતસીંહ | ... | ત્રંબાવટીના મહારાજા. |
| ફરેબસીંહ | ... | મહારાજા જશવંતસીંહના ફૈ. ના દીકરા અને બનેવી પાછળથી સોનેરી ટોળીના પ્રમુખ. |
| ડોબાસીંહ | ... | જશવંતસીંહનો ખટપટી દીવાન. |
| લોફરસીંહ | ... | ફરેબસીંહને ઉંધી રાહે દોરનાર ખુશામતી પાસવાન. |
| ધાનજી શેઠ | ... | ત્રંબાવટીનો ધીરધાર, કરનાર અને રાજ્યનો કોંટ્રાકટર ખટપટી વણીક. |
| ગારૂડીપ્રસાદ | ... | ત્રંબાવટીમાં બહારથી આવી વસેલ ખટપટી વેદ, જાદુગર તથા દેવી ઉપાસક ભુત પીશાચની સાધના કરનાર. |
| કપટસીંહ | ... | ત્રંબાવટીનો ખટપટી ફોજદાર. |
| વાનરલાલ | ... | ત્રંબાવટીનો લેભાગુ ડોકટર ખટપટી. |
| લક્કડસીંહ | ... | ત્રંબાવટીનો જંગલ ખાતાનો ખટપટી અધીકારી. |
| ગર્ધવસીંહ<br>ઠેકાસીંહ | ...<br>... | ત્રંબાવટીના ખટપટી પોલીસ અમલદારો. |

| | | |
|---|---|---|
| **શામરાવ** | ... | કનકાવટીનાં, ફરેબસીંહનાં, ખુશામતી દારૂડીયા મીત્રો. |
| **લોભીલાલ** | ... | |
| **લુખાચંદ** | ... | |
| **બોતલખાં** | ... | |
| **એમચંદ** | ... | કનકાવટીનાં વેપારી ફરેબસીંહનાં લહેણદાર. |
| **આદુ શેઠ** | ... | |
| **લાલા સાહેબ** | ... | |
| **સોરાબજી શેઠ** | ... | કનકાવટીમાં પીવાનો દારૂ વેચનાર ઈજારદાર ફરેબસીંહનો લહેણદાર. |

તે ઉપરાંત—દક્ષણી મેમણ, મારવાડી, પારસી, પોસ્ટમેન, પટાવાળો, માસ્તર ચુન્ની જાનનાં ઉસ્તાદો, દીવાન, રૈયત, વર્ગ અને ચોપદાર વીગેરે વીગેરે.



## સ્ત્રી પાત્રો.

સુમતી ... મહારાજા જશવંતસીંહની પટરાણી.

કુમતી ... મહારાજા જશવંતસીંહની નવી રાણી.

કૃષ્ણાં ... ફરેબસીંહની સુશીલ સ્ત્રી.

ગંગા ... લોફરસીંહની જુની પતીવ્રતા સ્ત્રી.

જમનાં ... લોફરસીંહની નવી ચાલબાજ સ્ત્રી. શ્વાનજીની માશુક.

ચુન્નીજાન ... કનકાવટીની તવાયફ ફરેબસીંહની માશુક.

પટાખાજાન... ત્રંબાવટીની વારાંગના.

તે ઉપરાંત—દાસીયો, નાટકનાં સ્ત્રી, એકટરો, વારાંગનાઓ, વીગેરે.

### સ્થળ.

### ત્રંબાવટી—કનકાવટી—કુંદનપુર.



ॐ

तत्सत परमात्मने नमः

# ફરેબી જાલ

## નાટકનો ટુંક સાર.

---

### પ્રારંભ.

### બાળાઓનું ઈશ્વર સ્તવન.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧ લો—(સ્થળ) કનકાવટીમાં ઠાકોર ફરેબસીંહનું ભાડુતી મકાન**—ફરેબસીંહનું લોફરસીંહ શામરાવ બોતલખાં લુખાચંદ લોભીલાલ વીગેરે દારૂડીયા ખુશામતીયા મીત્રો સાથે દારૂ પીતાં દેખાવું, નાટકના છોકરાઓનો સ્ત્રી વેશે નાચ મુજરો, આ અધમ કૃત્ય ફરેબસીંહની સ્ત્રી કૃષ્ણાંથી સહન ન થતાં પ્રકાશ. પોતાના પતીને અધમ કૃત્યથી અટકાવવા પ્રાર્થના. દારૂના નશામાં મદમસ્ત બનેલા ફરેબસીંહનો ખરચી ખુટવાથી પોતાની સ્ત્રી કૃષ્ણાંના દાગીના ઉતારી વેચવાનો વીચાર. બળાત્કારે દાગીના કપડાં લઇ લોફરસીંહને વેચી પૈસા લાવવા ફરમાન. કૃષ્ણાંનો કરૂણાક્રંદ.

**“ અધમતાનો આબેહુબ ચીતાર. ”**

**પ્રવેશ ૨ જો—(સ્થળ) કનકાવટીમાંલોફરસીંહનું ભાડુતી મકાન**—લોફરસીંહની સુધરેલી સ્ત્રી જમનાનું મુફલીસ મવાલી લોફ્-રન [illegible] રૂમાં આવવાથી પસ્તાવું. લોફરનું આવવું. દીલગીર થની જમ-[illegible] નાવવી. દાગીના કપડાંમાટે જમનાની માગણી. ફરેબસીંહે [illegible] ગીના તથા કપડાંમાંથી ચોરી કરી જમનાને તે માંસ આપી [illegible] દીત કરવી. જમનાનું ખુશી થવું. **(હાસ્ય).**

**પ્રવેશ ૩ જો—(સ્થળ) ત્રંબાવટીમાં ચુન્નીં જાનનું મકાન**—ચુન્નીજાનનનાં ઘરમાં શેઠ સાહુકારોનું ગાનતાન સાંભળતાં દેખાવું. ફરેબસીંહનું દારૂડીયા મીત્રો સાથે પ્રવેશવું. દારૂમાં મદમસ્ત બનેલા ફરેબસીંહ તથા લોફરનું બેભાન હાલતમાં પડી જવું. દારૂડીયા મીત્રોનું પલાયન થવું. દાગીના વેચી પૈસા લાવેલ ફરેબના ખીસ્સા-માંથી લાગ જોઇ ચુન્નીજાને રૂપીયા પાંચ હજાર કાઢી લઈ બન્નેને ધક્કા મારી વીદાય કરવા. પોતાના અધમ ધંધા માટે ચુન્નીજાનનો **પશ્ચાતાપ.**

**પ્રવેશ ૪ થો—(સ્થળ) ત્રંબાવટીમાં મહારાજા જશવંતસીંહનો ખાનગી આવાસ**—મહારાજા જશવંતસીંહનું પોતાના દીવાન ડોબાસીંહ સાથે પોતાને ત્યાં પાટવી કુમારનો જન્મ થયો છે એ નીમીત્તે મોટો સમારંભ કરવાના વીચાર કરતાં પ્રવેશવું. પોતાના દુરના સગા ફરેબસીંહને આમંત્રણ મોકલવા સુચના. અને કુછંદે વીચરતા ફરેબસીંહને પોતાની પાસે રાખી સુધારવાના વીચાર. રાજ્ય-દ્રોહીયોનો પ્રવેશ, આવા શુભ પ્રસંગને લઇ ભયંકર ગુનાહ છતાં મહારાજા જશવંતસીંહની ઔદાર્યતા. ખટપટીયા અમલદારોથી મુંઝા-

યેલ મહારાજા જશવંતસીંહના અધમોને અધમ કૃત્યનો કેવો બદલો મળે છે એ વીશે ઉદ્દગાર. પાપીયોને દંડ દેવા. **પ્રભુ પ્રાર્થના.**

**પ્રવેશ ૫ મો—(સ્થળ) કનકાવટીમાં ... હનું ભાડુતી મકાન**—દાગીના વેચી રૂ. પાંચહજાર ... પડાવી લીધા, તેના વીચારમાં અફસોસ કરતાં ... રનું દેખાવું. મન માનતો દારૂ પુરો પાડનાર સોરા... શેઠ, તથા લાલાસાહેબ આદુશેઠ ખેમચંદ શેઠનું ઉઘરાણી કરવા પ્રવેશવું. દારૂના નશામાં ફરેબસીંહનો ઉદ્ધત જવાબ. લહેણદારોનું ઉશ્કેરાવું. ઇજ્જતપર હાથ નાખવા જતાં અચાનક ફરેબસીંહની સ્ત્રી કૃષ્ણાનું પ્રવેશવું. આશ્વાસન આપી લહેણદારોને વીદાય કરવા. તેટલામાં ત્રંબાવટીથી મહારાજા જશવંતસીંહની આમંત્રણ પત્રીકા આવે છે તે વાંચી ફરેબસીંહનું ખુશી થવું. ત્વરીત ત્રંબાવટી જવાની તૈયારી કરવા પોતાની સ્ત્રી કૃષ્ણાને સુચના. ત્યાં જવાથી મનમાનતી મોજો ઉડાવી શકાશે. એ વીશે ઉદ્દગાર. "**રદયાનંદ.**"

**પ્રવેશ ૬ ઠો—(સ્થળ) ત્રંબાવટીમાં લોફરસીંહનું ભાડુતી મકાન**—જમનાનું લોફરસીંહે આપેલ દાગીના તથા કપડાં પહેરી ફુલાવું, અને પોતાની શોકય ગંગાને તે બતાવી બાળવા **પ્રયત્ન.** બન્નેની આપસમાં તકરાર. મારામારી થતાં લોફરનું પ્રવેશવું. લોફરનું મારામારીનો સ્વાદ ચાખતાં બન્નેને સમજાવવા પ્રયત્ન. અને ત્રંબાવટી જઈ બન્નેને રાજી કરવાના ઉદગાર. ત્રંબાવટી જવાની તૈયારી.

**"ઝગડાની અર્ધ દગ્ધ સમાપ્તી."**

**પ્રવેશ ૭ મો—(સ્થળ) ત્રંબાવટીમાં મહારાજા જશવંતસીંહનો ભવ્ય દરબાર**—કુમારના જન્મોત્સવ કારણે ભરેલા

ભવ્ય દરબારમાં મહારાજા જશવંતસીંહ, પ્રજા વર્ગ, અમલદારો તથા ફ્રેબસીંહ વીગેરેનું દેખાવું. પ્રજા વર્ગનો સંતોષ. સગા સંબંધીઓને આવા શુભ પ્રસંગે ગામગરાસની નવાજીશ, તથા ફ્રેબસીંહને વરપાશન બાંધવાના મહારાજા જશવંતસીંહનાં ઉદગાર. નાચ ગાન સાથે.

પુર્ણાનંદ.

## અંક ૧ લો સમાપ્ત.



१५७२४

# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો—(સ્થળ)—ત્રંબાવટીમાં રાજ્યનાં મકાનમાં ફરેબસીંહનો ઉતારો**--ત્રંબાવટીમાં મહારાજા જશવંતસીંહના આશ્રય તળે રહેલ ફરેબસીંહનું લોફરસીંહ શ્વાનજી તથા વાનરલાલ સાથે દારૂ પીતાં દેખાવું. બરતરફ થયેલ અમલદારોને પક્ષમાં લેવાની યોજના. દીવાન ડોબાસીંહને પોતાનાં કાર્યમાં સંમત કરવા યુકતી. હદપાર થયેલ. ગારૂડીપ્રસાદનું ગુપ્ત પોશાકે આવવું. નોકરીમાંથી બરતરફ થયેલ કપટસીંહ, દેફાસીંહ, ગર્ધવસીંહ, અને લક્કડસીંહને પક્ષમાં લઈ સર્વનું ફરેબી ટોળી તરીકે બંધાવું. ફરેબસીંહની મહારાજા જશવંતસીંહને દુર દેશ મોકલી પાછળથી પોતાની સત્તા જમાવી. રાજા થએ સર્વ ફરેબી ટોળીને સારા હોદ્દાપર સ્થાપવાની યોજના. વળી આ કાર્યમાં નવી રાણી કુમતીને પક્ષમાં લેવા અને પોતાની ફરેબી જાલ બીછાવવા મહારાણી કુમતી પાસે જવાની તૈયારી, સર્વનું આ કાર્યમાં સંમત થવુંને. ,,"**આકાશ પુષ્પની આકાંક્ષા.**",, રાખી સર્વનું આનંદીત થવું.

**પ્રવેશ ૨ જો—(સ્થળ) ત્રંબાવટીમાં મહારાણી કુમતીનો મહાલય**—મહારાણી કુમતીનું પોતાની સખીયો સાથે દેખાવું. ફરેબસીંહ, લોફરસીંહ, તથા શ્વાનજીનું પોતાની ફરેબી જાલ બીછાવવા આવવું. યુકતી પ્રયુકતીયે રાણીને સમજાવી, મહારાજા જશવંતસીંહને વીદેશ લઈ જવા સુચના. સ્ત્રીયોનાં ભોળા સ્વભાવ પ્રમાણે ભોળી રાણીનું ભરમાવું. ત્વરીત કોઈ પણ બહાને મહારાજાને પોતાને પીયર

કુંદનપુર લઈ જવાની ઈચ્છા પ્રકાશીત. **" સોનેરી ટોળીની પ્રથમ પ્રયત્નની સફળતા. "**

**પ્રવેશ ૩ જો. (સ્થળ) ત્રંબાવટીમાં લોફરસીંહનું ઘર—** લોફરથી મુંઝાયેલ જમનાનું ભરયૌવનમાં યૌવન દર્દથી પીડાતા દેખાવું. રસબસમાં રમાડે તેવા યારને શોધવાનાં વીચાર. શ્વાનજીનું પોતાની બુરી ઇચ્છા તૃપ્ત કરવા ઉધરાણીને બહાને આવવું. બન્નેના વીચારો સંમત થતાં પ્રેમમાં જોડાવું. લોફરની જુની સ્ત્રી ગંગાનું અનાયાશે આવવું. બન્નેને એકાંતમાં જોતાં વહેમનાં વંટોળે ચડવું. શ્વાનજીનું વાત ટાળી સમજાવવું. ગંગાનું જવું. લાગ જોઈ અહરનીશ આવવા શ્વાનજીની જમનાને સુચના. થોડો ઘણો પ્રેમનો અમૃત સ્વાદ લઈ શ્વાનજીનું વીદાય થવું. **" પાપી પ્રેમનો પ્રારંભ. "**

**પ્રવેશ ૪ થો. (સ્થળ) ત્રંબાવટીમાં રાજ્યના મકાનમાં ફરેબસીંહનો ઉતારો—** ફરેબી ટોળીની બાજી બેઠક. સર્વનું દારૂનો દૌર ઉડાવતાં નાચ મુજરો સાંભળતાં દેખાવું. બાદમાં મહારાજા જશવંતસીંહને સદાને માટે નાબુદ કરનાની યોજના. સમર્થ કળા કૌશલ્ય, ભુત, પ્રેત, દેવી વીગેરેના મેલા મંત્ર જાણનાર ગારૂડીપ્રસાદને પોતાની વીપ્યા પ્રગટ કરવા પ્રયત્ન. અને આ કાર્યમાં મહારાણી કુમતી સંમત છે અને ગારૂડીપ્રસાદના પ્રયોગોથી ત્યાં રાજાની શું સ્થીતી થાય છે તે જાણવા અહીંની સર્વ હકીકતની મહારાણી કુમતીને પત્ર લખી સતેજ કરવા ફરેબસીંહનો વીચાર પદર્શીત કરતાં સર્વ ફરેબી ટોળીનું ફુલાવું. શત્રુનો સત્વર હવે નાશ થશે અને પછીથી સુખ મળશે એમ હૃદયમાં મનન કરતાં આનંદીત થવું. અને મદીરાના દોરમાં મદમસ્ત થવું. **" ભયંકર પાપી પીશાચી કામનો પ્રારંભ. "**

**પ્રવેશ ૫ મો. ( સ્થળ ) કુંદનપુરમાં રાણી કુમતીનો મહાલય**—ભોળી રાણી કુમતીનું મહારાજા જશવંતસીંહને પોતાને પીયર લાવતાં અવીચારી કાર્ય કર્યું તે વીશે પસતાવું. તેટલામાં ત્રંબાવટીથી ફરેબસીંહનો ફરેબી પત્ર મળતાં ગુપ્તતાથી વાંચવો. મહારાજા જશવંતસીંહનું છુપાઇ પત્રની સર્વે હકીકતથી વાકેફ થવું. ભોળા મહારાજા જશવંતસીંહનો રાણી પ્રત્યે અપુર્વ પ્રેમ હતો, તેમાં આ પ્રાણઘાતી પત્ર સાંભળતાં ઉશ્કેરાવું. રાણી કુમતીને કરેલા કૃત્ય પર ફીટકાર. અબળા પ્રબળા બનતાં મહારાજા જશવંતસીંહનો સદાને માટે રાણી કુમતીનો ત્યાગ કરવા સંકલ્પ અને પોતા પર આવનાર આફતને માટે બચાવની યોજના. **" અપુર્વ પ્રેમમાં આઘાત. "**

**પ્રવેશ ૬ ઠો. (સ્થળ) ત્રંબાવટીનું ગામ બહારનું સ્મશાન**—શયતાની કામ કરવા તત્તપર થયેલ ગારૂડીપ્રસાદનું સર્વ ભુત પ્રેતોને ભોગ આપતાં દેખાવું. અને પોતાની શક્તી માટે ફુલાવું. મેલા મંત્રોથી સાધેલા ભુત, પીશાચોને એક એકને પોતાની ઇચ્છા જણાવી મહારાજા જશવંતસીંહનું રક્ત ચુસી નાબુદ કરવા પ્રયત્ન, પરંતુ **ગીતા વાકય નશાણાંચ નરાધીપમ પુરૂષોમાં મને રાજા જાણ.** એ સુત્રે રાજાઓમાં ઇશ્વરી અંશ વીશેષ હોય છે, જેથી અને મહારાજા જશવંતસીંહ પાસે પવીત્ર પાક વીદ્યા હોવાથી એ ગર્વીષ્ટ ગારૂડીનાં દરેક પ્રયત્નો નીષ્ફળ કરતાં મહારાજા જશવંતસીંહનું દેખાવું. બન્નેનાં સામસામાં હતઃપ્રાય કરવાના પ્રયત્ન. મહારાજા જશવંતસીંહની પ્રબળ શક્તીથી ઘમંડી ગારૂડીપ્રસાદનો સદાને માટે નાશ. ભયંકર રીતે ગારૂડીનું મૃત્યુ. **" ખાડો ખોદે તેજ પડે. "**

**અંક ૨ જો સમાપ્ત.**



# અંક ૩ જો.

**પ્રવેશ ૧ લો. (સ્થળ) ત્રંબાવટીમાં મહારાજા જશવંતસીંહનો મહાલય**—સુજ્ઞ રાણી સુમતી દેવીનું સખીયો સાથે પતીભક્તી વીશે વીવેચન કરતાં દેખાવું. મહારાજા જશવંતસીંહનાં આગમન સમાચાર. સર્વનું આનંદીત થવું. મહારાજાનું આગમન. અતી પ્રેમના હુલાસે સુમતી દેવીએ વધાવવા. બન્નેનો અરસપરસ સુખદુઃખ વીશે વાર્તાલાપ. કુંદનપુરની સર્વ હકીકત, રાણી કુમતીની ફરેબી જાળ, તથા શત્રુઓનાં કુટીલ કામ પ્રકાશીત થતાં, મહારાણી સુમતી દેવીએ પાપીયોનો પરાજય કરવા દુષ્ટોને દંડ દેવા સુચવવું. પ્રભુ પાખંડીઓનો પરાજય કરશે એવા મહારાજા જશવંતસીંહના ઉદ્દગાર.

**"વિયોગી સંયોગી બન્યા."**

**પ્રવેશ ૨ જો. (સ્થળ) ત્રંબાવટીમાં લોફરસીંહનું મકાન**—લોફરથી ગુપ્ત રીતે શ્વાનજી સાથે કરેલ યારીથી સુખી થઇ અને વાયદા પ્રમાણે યારને મળવાના વીચારમાં અધીરી થઈ રહેલ જમનાનું પ્રવેશવું. શ્વાનજીનું ગુપ્ત રીતે મળવા આવવું. બન્નેને પ્રેમ કરતાં ગંગાનું જોઈ જવું, અને આ નાટક નજરેનજર પોતાના પતીને બતાવવા અને પાપીયોને પાપનો બદલો દેવા લોફરને બોલાવવા જવું. લોફરનું આવવું. શ્વાનજીનું ગભરાવું અને સંતાવું. લોફરનું સમજી જવું. શ્વાનજીને શોધી તેના કર્મનો બદલો દેવો. અને જમનાંને ઘરમાંથી કાઢી મુકવી. **"કરેલા કર્મનો બદલો."**

**પ્રવેશ ૩ જો. (સ્થળ) ત્રંબાવટીમાં મહારાજા જશવંતસીંહનું શયન ગૃહ**—ફરેબી ટોળીયે ગુપ્ત રીતે રાજ્ય મહેલમાં

મહારાજાનાં શયનગૃહ સુધી તૈયાર કરાવેલ સુરંગમાંથી રાત્રીના સમયે મહારાજા જશવંતસીંહનું ખુન કરવા પ્રવેશવું. મહારાણી સુમતી દેવીનું જાગૃત થઇ. ચેતી જવું. કોમળાંગીએ ચંડીકા સ્વરૂપ ધારણ કરી શત્રુઓના સામા થવું. ભારતની વીર સન્નારી એકલીએ સર્વ શત્રુઓને દબાવવા. ફરેબી ટોળીનો ગભરાટ. શ્વાનજીનું નાશી જવું. દીવાન ડોબા-સીંહનું વીરાંગના સામે થવું. મહારાણી સુમતી દેવીએ તેને પીસ્તોલથી ઠાર કરવો. એ અવાજથી મહારાજા જશવંતસીંહનું જાગૃત થવું. શત્રુઓની ભયંકર ફરેબી ટોળી નજરે પડતાં ક્ષાત્ર લોહીનું ઉકળવું. એકી સાથે સર્વનો સંહાર. પાપીયોને પાપનો દંડ પ્રભુ પ્રેરણાથી સત્ય ન્યાય. **"પાપીયોની પુર્ણાહુતી."**

**પ્રવેશ ૪ થો (સ્થળ) ત્રંબાવટીમાં, ફુટેલ ખંડેર મકાન**–લોકરે કાઢી મુકેલ જમનાનું દુઃખી સ્થીતિમાં દેખાવું. એવામાં રાજ્ય-મહેલમાંથી નાસી છુટેલ શ્વાનજીનું જમના પાસે છુપાવા આવવું. પડેલી વીપત્તી જાહેર કરતાં સ્ત્રી પોશાકમાં શ્વાનજીને છુપાવવા પ્રયત્ન. રાજ્ય હુકમથી શ્વાનજીને પકડવા જમાદાર સાથે પોલીસનું આવવું. શ્વાનજીનો ભેદ ફુટતાં પકડવો. અને જમનાએ રાજ્યદ્રોહીને છુપાવ-વાનો યત્ન કરવાના ગુનાહ માટે તેને પણ પકડી કેદ કરી બન્નેને લઇ જવા. જનમ ટીપની સજા, બુરાના બુરા હાલ. **"વ્યભીચા-રીયોની આખરી દશા."**

**પ્રવેશ ૫ મો (સ્થળ) ત્રંબાવટીમાં રાજ્યભુવન આ-ગળનો બગીચો**–પાપીયોનો પરાજય થવાથી મહારાજા જશવંત-સીંહ તથા મહારાણી સુમતીદેવીનો પ્રજાવર્ગ સહઃઆનંદોત્સવ કરતાં

દેખાવું. પાપીયોનો પરાભવ થવાથી પ્રજાનો સંતોષ. મહારાણી સુમતી દેવીનાં હીમ્મતભર્યાં કાર્ય માટે ધન્યવાદ પ્રજાનાં દીર્ઘાયુષીનાં શુભ આશીર્વાદ સાથે નાટકની પુર્ણાહુતી. **"પ્રભુની પરમકૃપા પુર્ણાનંદ."**

**અંક ૩ જો સમાપ્ત.**

**ૐ**

**શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !**

**વરદોભવ.**



ॐ

तत्सत परमात्मने नमः

# ફરેબી જાલ નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

### મંગળ સ્તવન.

બાળાઓ— १

પ્રભુ નીત સહાય થાવોને
મન પ્રફુલ્લ બનાવોને
ધરૂં ધ્યાન નીત હું તારૂં તને ના વિસારૂં
પલપલ મનડું મીલાવોઃ રિઝાવો ખીલાવો
રીદ્ધ સીદ્ધ જે પમાયે
સફળ જનમ થઇ જાયે
તારા ન્યારા ગુણો ના ભુલાયે
નમું હું તને પ્રેમ લાવી
પ્રેમથી નેમથી સે બચાવી......

નાટકનાં છોકરાઓ— ૨

મોહે નાંહીં છેરોરે બસ દુર રહો તુમ બગલમાં બાંકે.
તુમસે મંય નાંહીં બોલું

મોસે કયું રાર મચાઈ ઉસપેભી યેહ ઢીટાઇ
ચુરી મોરી તોર ફોર દી
ચલો હટો જાવોરે બસ દુર રહો તુમ બલમાં બાંકે.

**કૃષ્ણાં ફરેબસીંહ—** ૩

હઠીલા હઠ તજ મનની અધમ અધમાંધા
શીદ તું લુંટી જાય—
હાય શા ઉપર બહુ ફુલાય
તુંથી જે થાય કર ઉપાય લેશ હું ડરતો નથી મનમાંહ્ય
આ તારા બોલ થકી ઉર અકળાય
ઉરે ક્રોધ ઉભરાય મારૂં તને એવું મન થાય.

**જમનાં—** ૪

હું છું ફેશનની પ્યાસી ફેશન વીણ મુંઝાઉં
ધરેણાં ગાંઠાં મળેજો મને પહેરીને મલકાઉં
રોજ સાંજે ફરવા નાટક સીનેમા જોવા જાઉં
છેલ છબીલો મળે કોઈ તો હેત કરી હરખાઉં
ધરડાથી તો છેકજ હારી ઝેર હવે હું ખાઉં......

**જમનાં લોફરસીંહ—** ૫

જાઉં આ મુખપર હું વારી તું મારો હું છું તારી
છેલ છોગાળા છો રઢીયાળા ભોળા ભાળા વાહજી વાહ
વાહવા વાહવા વાહવા વાહવા ટેસ કરી હું ફરનારી
રોજ રીઝાવો મનડું મનાવો ફેશનને હું ચાહનારી

તનથી મનથી પારકા ધનથી હરેક ફનથી આપું હું દામ
મનડું મનાવીને તનડું રીઝાવીને હૈયું હરખાવીને કાઢું હું કામ
હું ઝણકું બહુ ઝણકાથી છણકાથી ડણકાથી
હું ચાલું છું ચટકાથી બહુ મટકું હું મટકાથી
તારી મારી પ્યારી જોડી હું ઘોડો તું ઘોડી
વળી લટકું બહુ લટકાથી......

**ચુન્ની જાંન—** ૬

કીસીકી યાદમેં ગમ દીલપે ખાએ બયઠે હંય
ઉસીકે ઇશ્કમેં યે દાગ ખાએ બયઠે હંય
દીખાકે મુજકો અદા એ કરાર કર ડાલા
નીગાહે નાંજકા હમ તીર ખાએ બયઠે હંય
વોહ જાન નાંજસે ચલતી હય પીતને ઉઠતે હય
હમીં યેહ ચોટ કલેજેપે ખાએ બયઠે હંય
અબ ઉસકી યાદમેં હમ કીસ તરાંહસે જીએંગે
આબરૂ કટારીકા હમ વાર ખાએ બયઠે હંય
ન તાબ ઉસકી જુદાઇકી તુજકો હય **નૈયર**
કે જીસકે વસ્લકી કસમભી ખાએ બયઠે હય

**ચુન્ની જાંન—** ૭

કયસે જાલીમ હંય વોહ દીલ લેકે જફા કરતે હંય
એક હમ હંય કે શબો રોજ. વફા કરતે હંય
ગયરકે પહેલુમેં દેખા હય ઉન્હેં સદહા બાર
હમીં બદબખ્ત હંય જો હમસે હયા કરતે હંય

મરજે ઇશ્કકી અફસોસ દવા હો કયું કર
ગર દવા મીલ ગઇ ઉસમેં ભી દગા કરતે હંય
એકસે એક જમાનેમેં હસીં હંય લેકીન
કમ નજર આતે હંય અયસે જો વફા કરતે હંય
ઉમ્મીદ વસ્લકી તેરે ન અબ **નૈયર** કો રહી
શીકવા કરતે નહીં હમ ન ગીલા કરતે હંય

**ચુન્ની જાન—** ૮

અય રબ તુ અયરબ તુ જલથલમેં તુ
હરજગેહ પર હય અયરબ તુ
જાઉં મંય વારી તોરે બલીહારી
બચા ગુન્હાઓંસે ઝીંદગી સારી
ધરકત હય છતીયાં હમારી
અબતો હારી ભય હય ભારી
કરૂં બીનતી કરજોરી નાથ તારો
ધરૂં નીજ ધ્યાન મુજકો ઉગારો......

**જશાવંતસીંહ—** ૯

કો યત્ને નાં સુધરતા એવા અધમ અધમાંધી
કુસબ્દો નીત ઉચરતા એવા અધમ અધમાંધી
ખટપટ બહુએ કરતા કુમાર્ગે એ વીચરતા
પ્રભુ કોપથી નવ ડરતા એવા અધમ અધમાંધી
મદમસ્ત બનીને ફરતા ભય લેશ પણ નવ ધરતા
ઘર પૈસાથી એ ભરતા એવા અધમ અધમાંધી

મતલબનું કામ સરતાં પળ એકમાં એ ફરતા
કુટેવો ના વીસરતા એવા અધમ અધમાંધી
કુકર્મે નથી તરતા કમોતથી એ મરતા
રવરવ નર્કને વરતા એવા અધમ અધમાંધી

## ફરેબસીંહ—લોફરસીંહ— ૧૦

ત્યાં જઇ હું મોજ ઉડાવું નીત માલ મલીદા ખાવું
ફરેબની જાળ બીછાવું પગ ધીરે ધીરે જમાવું
મજે દામ થાએ આરામ ઠરીને ઠામ હું મલકાવું
બસ આમ કરીને કામ ધરીને હામ હું જોર જમાવું
હું કહું તેમ જો કરશો તો નક્કી પાર ઉતરશો.
નહીતો કરશો તેવું ભરશો
રાખીશ ગાડીને ઘોડા પીઇશ વીસ્કીને સોડા
ચલાવી અક્કલ સારી બીછાવું જાલ હું મારી
જાઉં હીમ્મત નાં હારી કરૂં હું કામો બહુ ભારી
વાહ વા (૩) કેવી છે મારી બલીહારી......

## જમના, ગંગા, લોફર— ૧૧

તારી જુનીને ઘરમાંથી તું કાઢ નહીં તો હું આ ચાલી
મનેં દાગીના કરીનેં દેખાડ નહીં તો હું આ ચાલી
જાવો જાવો જુનીના પાસે જાવો
જાવો નવીને જઇને મનાવો
મારી નવી મુકીને તોફાન સમજી જાવો
ઓ જુની બુઢ્ઢાની રાખી લાજ ઘરમાં જાવો

એને છોડું નહીં હું આજ
જુઓ છે એને કાંઈ લાજ
હવે ઉરમાં ક્રોધ સમાવોરે ઓ ઝાડુ જોડાવાળા
આ ઘડપણમાં ન સતાવોરે તમે બેસો છોડી ચાળા

દરબારીયો— ૧૨

જશવંતના જશ ગાવો
પુષ્પોથી પ્રીતે વધાવો
હેતેથી સહુ મન હરખાવો
જયનાદથી ગામ ગજાવો.........
ન્યાય થકી બહુ નામ સોહાવો
નીશદીન લ્યો આવો લ્હાવો
વિજય વિજય ધ્વનીં ગુંજાવો
જય જયકાર આપનો થાવો......

વારાંગનાઓ— ૧૩

જાએં વારી હાં જાએં વારી
બલીહારી કયસી પ્યારી લાગે અંખીયાં
સુનકે મીઠી મીઠી બતીયાં ધડકત હય હમરી છતીયાં
હમ કયસે લીખે પતીયાં ક્યુંકર કાટે દીન રતીયાં......
હટો છોડોજી કનૈયા તુમ ચાતુર હો ચતરૈયા

ઉસપરભી છેલ છલૈયા હમરી નાંહી કો સુનૈયા
હમરી ફોરદી ગગરીયા જાએં કયસે હમ નગરીયા
કયસી તીરછી હય નજરીયા વારે તન મન સવરીયાં......

## અંક ૧ લો સમાપ્ત.



## અંક ૨ જો.

---

**ફરેબસીંહ—** ૧૪

વાહરે વાહ વાહરે વાહ ભરમાવીને હું રાણી
કામ સીદ્ધ ઝટ કરી આવું
જશવંતને દુર કરૂં હું રાજ્યલોભથી હાય મરૂં હું
ઉર અકળાય કરૂં હું ઉપાય જેથી એ જાય
ધાર્યું સહુ થાય
છળ ફરેબથી ઠાર કરૂં હું, છત્ર મુગટ પછી માથે ધરૂં હું
મનમાન્યું થાય ઇચ્છીત પમાય દુઃખ ટળી જાય
સુખ મળી જાય

**દાસીયો—** ૧૫

જાઓ આજ પ્યારા પ્રીતમને લોભાવો
પ્રેમરસ પાવો પ્રીતે પ્રેમીને
મદમસ્ત બનાવો આ નયને નચાવો
રસપાન કરાવો
પુષ્પોની શૈયા બીછાવો રમાડો
આજે જરૂર સુંદર શામને રીઝાવો
મદભરી ચાલ ચાલી પ્રાણને ડોલાવો

**કુમતી—** ૧૬

વાત વાતમાં હું ભરમાવું ઉલટું સમજાઉં
પીયર હું લઇ જાવું

રાચ રચીલું બાકીનાં રાખુ સાથે હું સહુ લઈ જાવું
કોટી ઉપાયે પાછી ના આવું સ્વતંત્ર હું થાવું

જમનાં— ૧૭

હાય મદભર્યું આ જોબન રસીયા વીના કરમાય
પ્રેમ જ્વાળ પ્રગટે અંતરમાં લાગે અતીશય લ્હાય
વિરહની વેદના કેમ કરીને સહેવાય
ઉરના ઉમળકા કોને જઇને કહેવાય
દેખું જો છેલ છોગાળો રંગે જો હોય રૂપાળો
મનમાં તો મારે કાંઈ થાય થાય થાય
મળવા તેને તો મનડું ચ્હાય ચ્હાય ચ્હાય
મનમાન્યા મોહન વિના અંતર મારૂં બહુ અકળાય

ચાનજી-જમનાં— ૧૮

રોજ રંગે રિઝાવું દીલદાર
ખુદ્દા લોફરને બનાવીને ગમાર
જો જો બોલીને ફરશો નહીં લગાર
તમ વિના સુનો લાગે સંસાર
પ્રાણ કરતાં અધીક ચ્હાવું
કાન તમે હું ગોપી થાવું
વાહ તારી બલીહારી
તારા માટે તો મારી ધનદોલત સહુ વારૂં
મારા વહાલારે વારૂં તન મન હું પણ મારૂં
રોજ સાંજેરે ફરવા મોટરમાં લઇ જાજો

ખરા દીલથી મને ચ્હાજો
હાર હૈયાના તમે થાજો........

**પટાખાજાન—** ૧૯

બાંકો છયલા ગગરીયા ભરલેનેદે
બાંકોહી છયલા બાંકા હી ગોરી
રસભરી બતીયાં કરલેનેદેરે
ગગરી ભરદે સરપર રખદે
હાથ રસરીયા લે લેનેદેરે......

**સોનેરી ટોળી—** ૨૦

મન મલકાવો રંગ જમાવો નાચ નચાવો
મદમસ્ત થાવો નીર્ભય સહુ થાવો
વાહ વાહ બસ યુક્તિ આ નહીં ફરશે
વીણ મોતે એતો મરશે. હા હા હા હા હા હા
રંગ રાગ ઉડાવો મોજ ઉડાવો જામ ઉડાવો
મદમસ્ત થાવો નીર્ભય સહુ થાવો

**કુમતી—** ૨૧

શી રીતે સુખ લેવારે દુઃખ એવા
પળ પળ મમ ઉર અકળાએ
મળે ન શાંતી પળ એક મનને
મન માન્યું ક્યારે થાએરે......
નિત બળે છે મુજ છાતલડી હવે કેમ કરી હું ધાર ધારૂં
અનેક ઉપાયો કરી હું હારી
તોએ મન માન્યું નહી થાય......

જશવંતસીંહ— ૨૨

સુખ દુખની આ છે છાયા જુઠી છે સહુ માયા
મન મારૂં બહુ મુંઝાયે આ જીવન વ્યર્થ જણાંયે
સંકટો ના સહેવાયે
આ નાશવંત છે કાચી કાયા—જુઠી છે સહુ માયા
કળીયુગની શું બલીહારી છે
મતલબની સહુ દીલદારી છે
બસ મુખ જોયાની યારી છે........

ગારૂડીપ્રસાદ— ૨૩

નામ લેતાં સહુ થરથર કંપે એવો હું બલવીર
ડંખણી શંખણી ચોસઠ જોગણી ભૈરવનો છું પીર
દેવ પરીને ભુત પલીતને બોલાવું ધરી ધીર...
તંતર જંતર મેલા મંતર સાથે બાવન વીર
કાળી ચૌદશે સહુ સાધ્યા જઇ જમનાને તીર

ગારૂડીપ્રસાદ— ૨૪

રાત્રિ ભયંકર ભાસે સફળ આજે સહુ કામો થાશે
આશ તનની ખાસ મનની પાસ ધનની તો આજે સરે
ડાબું આ નેત્ર તો ફડકે કાળજું મારૂં વળી સાથે ધડકે
રાય વેરી નાગ ઝેરી લઉં ઘેરી એ નક્કી મરે

**અંક ૨ જો સમાપ્ત.**



# અંક ૩ જો.

---

દાસીયો રાણી સુમતી— ૨૫

પ્રીતમના પ્યારમાં એના વીચારમાં
ભુલી ગઈ સહુ ભાન શાન
હવે હર્શથી ઉમંગથી ઉછરંગથી આનંદથી
અહુ ન હરખાતું મનમાં મલકાતું
કહ્યું અમારૂં તું માન માન
પ્યારા પ્રિતમને હું ના વિસારૂં
એના પરે પ્રાણ વારૂં
એમકે ?
હાં હાં હાં હાં નિત ધરૂં એનું ધ્યાન ધ્યાન

દાસીયો રાણી સુમતી— ૨૬

પ્રિતે પધરાવીને હૈયું હરખાવીને
મુખ મલકાવીને વાર વાર
વહાલેથી ભેટીને વ્હાલા રઢીયાલા
પાજે રસના પ્યાલા
ના ?
હા હા
શરમાવો છોડો ઠાલા ચાલા
મનમાં હરખાઇને માથું હલાવીને

ઉડાવો છો ભરમાવો છો બનાવો છો
વાહ્વા શું શરમાલા કેવા છો ભોલા ભાલા
સાવ હજુ છો કાલા

જશવંતસીંહ— ૨૭

પ્રપંચી પાપનાં પુતળાં પીડે છે. પ્રાણુ લોકોનાં
રહૃયનાં કુરનેં કાળાં પીડે છે પ્રાણુ લોકોનાં
બીછાવી જાળ મતલબની ભલા બગલા બની બેસે
દયાળુ નાંમ ધરનારા
પ્રથમ પૈસાથી મીત્રાઇ ભલે હોય પુત્ર કે ભાઇ
દગાબાજીથી ઠગનારા
ગરજવેળા ગરીબગોલા ફંસાવી કઇક મનુષ્ય ભોળા
સમયસાધી પટકનારા
ઇન્તિરો સત્યનો રાખે વચન મિથ્યા મુખે ભાખે
અંગીતા ધાટ ધડનારા
હમેશાં સ્વાર્થને દેખે ન્યાય અન્યાય નાં લેખે
દૈવથી નાંહી ડરનારા
અહંપદમાં બની અંધા કરે ઉંધા કંઇ ધંધા
જગતને દોશ દેનારા
સુખી કોઇ અન્ય દેખાયે જવાસા જેમ ખીજવાયે
બળીને આપ મરનારા
સત્યનો અંશનાં જેને જગતની લાજશું તેને
ભુંડાપે ભાર ભરનારા
ઉચ્ચારે વેણુ મુખે ઝેરી બનાવે વિશ્વને વેરી
ન ધાર્યો પ્રાણુ તજનારા

જમનાં— ૨૮

મારૂં મન મોહ્યું છે. પ્રીતમના પ્યારથી
ઘાયલ થઇ છું હું નયનોના મારથી
ઉમંગથી માણું હું મોજો બસ રંગીલા યારથી
પ્યારા આવી તમે પ્રીતે ભેટો મને
સતાવોનાં અકળાવોનાં તરસાવોનાં
ભેટો ઝટ વહાલા આવી મને
પ્રિતમજી વહેલા પધારો હું તલસું છું કયારથી

લોફર જમનાં— ૨૯

ઝટપટ અહિંથી નીકળી જા
તારો હું પુત્ર મારી તું માં
વચનો આવાં વદો તમે નાં
થશે હાલ મારા હવે તો શા
કુકૃત્યો કરતાં તું લેશ નાં ડરી
આવું કદી નાં કરૂં હું ફરી
જાને કુલટા (૨) નીચ દુર થા
કાંઇ દયા તો ખા—

જમાદાર ધાનજી જમનાં— ૩૦

બાંધો ઇનકો જોરસે અબ જેલમેં લે જાએં
મારો ઇતના કે યે બીલ બીલાએં
અરરર માર ના સહેવાય મીયાંભાઈ તારૂં તો નખોદ જાએ
મીયાં જો છોડો અમને આ વાર
અપાવું ધન હું અપરંપાર

બહુ ના મારો મુજને માર
અમારા દુઃખનો છે નહીં પાર

**વારાંગનાઓ—** **૩૧**

આજ ભયો દીન આનંદકો
નોબત બાજે બાજત હંય ઉમંગસે સબ ગાવત હંય
હિમ્મતસે સબ શત્રુ સંહારે
રાજમાતાને ચુન ચુન મારે
ધનવાદ દેં સબદાદ ગજાવેં નાદ રહો શરશાદ
કાનકુંવર હય બાંકા હમારા
વારેં ઉસપર પ્રાન હમારા......
દીલશાદ રહો આબાદ પુરી હે. મુરાદ દુશમન બરબાદ

## અંક ૩ જો સમાપ્ત.

ॐ

**શાન્તિ : શાન્તિ : શાન્તિ :**



# જાહેર ખબર.

નીચે લખેલા નાટકનાં ઓપેરા જે સાહેબોને જોઇએ તેમણે શ્રી સરદાર વિજય નાટક કંપનીનાં મેનેજરને મુ. બાલાસીનોર કાગળ લખવાથી તેમને મોકલી આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧. | નવલકાન્તા નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૨. | સ્નેહિ શત્રુ નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૩. | ચંદ્રવિલાસ નાટકનાં ગાયનો ... .. | ૦–૪–૦ |
| ૪. | અલકકુમારી નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૫. | બેદભુલવણી નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૬. | સરદાર વિજય નાટકનાં ગાયનો... ... | ૦–૪–૦ |
| ૭. | જુલ્મી મુંજ નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૮. | સતી જસમાં નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૯. | દેવીપુત્ર નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |
| ૧૦. | નરકેશરી રાઠોડ જયમલ્લ નાટકના ગાયનો... | ૦–૪–૦ |
| ૧૧. | કૈલાસ કુમારી નાટકનાં ગાયનો... ... | ૦–૪–૦ |
| ૧૨. | ફરેબી જાલ નાટકનાં ગાયનો ... ... | ૦–૪–૦ |

**સુચના**—જે સાહેબોએ ઓપેરા મંગાવવા હોય તેમણે આંરાની કીંમત તથા ટપાલ ખર્ચ આગળથી મોકલી આપવું.

લી. મેનેજર

**શ્રી સરદાર વિજય નાટક કંપની**

**મુ. બાલાસીનોર.** (ગુજરાત)